# રાણી એન.

લેખક અને પ્રકાશક

જીવણલાલ હરિપ્રસાદ દીવાન,

એમ. એ. એસ. ટી. સી.

પ્રોપ્રાયટરી હાઇસ્કુલ અમદાવાદ.



[ આવૃત્તિ પહેલી                    પ્રત ૫૦૦ ]

મે ૧૯૨૩.



અમદાવાદ—ખાડીયા જેઠાભાઈની પોળમાં
"પ્રજાબંધુ" પ્રીન્ટીંગ વર્કસમાં
સી. એમ. મોદીએ છાપ્યું.

# રાણી એન.

## ૧૭૦૨–૧૭૧૪.

વિલિયમના મરણ પછી હક્કના કાયદામાં કરેલી ગોઠવણ પ્રમાણે જેમ્સની નાની દિકરી એનને ગાદી સોંપવાનું નક્કી થયું અને ૧૭૦૨ માં તેનો રાજ્યાભિષેક થયો. આ બાઇના તરફ વ્હીગ તેમજ ટોરી પક્ષના લોકોને સારી લાગણી હતી અને બન્ને પક્ષના લોકો તેને પૂરતી મદદ કરવા તૈયાર હતા. વિલિયમની માફક એન પરદેશથી ઈંગ્લાંડની ગાદી ઉપર આવતી નહોતી એટલે ઈંગ્લાંડના લોકોની પરદેશી સામે વિરોધની લાગણીથી વિલિયમને ખમવું પડતું હતું તેવું એનના વખતમાં કાંઇ નહોતું. વળી આ રાણી ઘણી ભલી બાઇ હતી અને પોતાનો ઘરસંસાર પવિત્ર રાખી શકી હતી તેથી પણ પોતાની પ્રજાનાં મન જીતી શકી હતી. એટલે એન ગાદી ઉપર આવતાં સઘળા પક્ષના લોકો તેને મદદ કરવા તૈયાર હતા. રાણીમાં બાહોશી બહુ નહોતી પણ તેનો સ્વભાવ સરળ હતો અને તેનામાં દેશાભિમાન ઘણું હતું તેથી પ્રજા તેના તરફ હમેશાં માનની લાગણીથી જોતી હતી. રાણીની ભલમનસાઇને લીધે તેના સંસર્ગમાં આવનારનો તેના ઉપર ઘણો કાબુ રહેતો હતો અને આવાં માણસો પોતાનાં ધાર્યાં કામ તેની પાસે કરાવી શકતાં હતાં. નાનપણથી એનને માર્લબરોની સ્ત્રી સરાહ સાથે ગાઢાં સહીપણાં હતાં અને એ બાઇ મક્કમ મનની હોવાથી એન પાસે ધાર્યું કરાવતી હતી. સરાહ પોતે કોડી પણ પહેરામણીમાં લાવી શકે એમ નહોતું. તેમ છતાં માર્લબરો જેવા કંજુસ અને ધનલોભીનો પ્યાર તે જીતી શકી હતી અને છેક ઘડપણ સુધી પણ તેના ધણીનો પ્રેમ તેના ઉપર એટલોજ રહ્યો હતો એજ બીના સરાહની શક્તિઓનું માપ કાઢવા માટે બસ છે અને આવી કુશળ બાઇ એન જેવી ભલી અને ભોળા મનની

રાણી ઉપર સંપૂર્ણ કાબુ મેળવી શકે એમાં કાંઈ નવાઈ જેવું નહોતું. વળી સરાહ પોતાના ધણીને ખુશ રાખવા હમેશાં તૈયાર રહેતી તેથી તેની મારફત માર્લબરો રાણી પાસે પોતાની મરજી પ્રમાણે કામ કરાવી શકતો હતો. આવા કટોકટીના પ્રસંગમાં રાણીના મન ઉપર માર્લબરો જેવા બહાદુર અને કુશળ માણસનો કાબુ હતો તેથી સ્પેઇનના વારસાના વિગ્રહમાં ઇંગ્લાંડ સારૂં પાણી બતાવી શક્યું. એનના રાજ્યનાં પહેલાં સાત આઠ વર્ષ માર્લબરો જ કરતા કારવતા હતો અને રાજ્યનો સઘળો વ્યવહાર એના કહેવા પ્રમાણે જ ચાલતો હતો.

**માર્લબરો:** દુનીઆની મહાન વ્યક્તિઓમાં માર્લબરોની ગણત્રી થાય છે અને લશ્કરી સરદારોમાં ઇંગ્લાંડમાં વેલીંગટનના ડયુક પછીની જગ્યા માર્લબરોને આપવામાં આવે છે. લશ્કરના સરદાર તરીકે અને દેશ પરદેશમાં ઇંગ્લાંડની આબરૂ વધારવામાં માર્લબરોએ સરસ કામ કર્યું છે પણ આટલી લાયકાત અને બહાદુરી છતાં તેનામાં હલકાઇ પણ ઘણી હતી. શુરવીર અને બહાદુર પુરૂષો સાધારણ રીતે ઉચ્ચ સ્વભાવના અને ઉદાર મનના હોય છે પણ એ નિયમમાં માર્લબરો એક અપવાદરૂપ છે. તે બહાદુર સરદાર હતો તેમજ કાર્ય દક્ષતા માટે તેણે ઘણી કીર્તિ મેળવી છે તેમ છતાં તે 'પાઇ સારૂ મક્કે જાય, તેવો કંજુસ,' ગમે તે પ્રકારે પોતાનો સ્વાર્થ સાધી લેવાની યોજના કરે તેવો આપ મતલબી, અને ગમે તેવાં નીચાં સાધનોથી ઉંચી પંક્તિએ પહોંચવાની અભિલાષાવાળો હતો. એટલે બહાદુરી અને શુરાતન સાથે આવા હલકા ગુણોનું માર્લબરોમા કેવી રીતે મિશ્રણ થયું હતું તે સમજી શકાય એમ નથી. લડાઇમાં ઠંડે પેટે કામ લેવાની તેનામાં અદ્ભુત શક્તિ હતી અને ટાઢ, તડકો અને મુસ્કેલીઓ તે સારી રીતે વેઠીને પોતાનાં માણસોમાં પુષ્કળ ઉત્સાહ રેડી ધાર્યું કામ કરી શકતો હતો. કુદરતે પણ તેને સારી મદદ કરી હતી. તેના શરીરનો બાંધો મજબુત અને દેખાવ મોહક હોવાથી પહેલી મુલાકાતમાં જ તે સારી છાપ પાડી શકતો હતો.

આ પરાક્રમી માણસનો જન્મ ચાર્લ્સ પહેલાને ગરદન માર્યો ત્યારપછી રાજાના એક પક્ષવાદીને ઘેર ૧૬૫૦ ની સાલમાં થયો થયો હતો. એનું અસલ નામ **જોન ચર્ચીલ** હતું. ચાર્લ્સ બીજાનો ૧૬૬૦ માં રાજ્યાભિષેક થયો ત્યારપછી ચર્ચીલ દરબારમાં જતો આવતો થયો હતો.

ઓલીવર ક્રોમ્વેલે પ્રજાને નીતિને રસ્તે દોરવા સારૂ સખ્ત કાયદા કર્યા હતા પણ રાજ્યારોહણ પછી અધર્મ અને અનીતિનું દરબારમાં સામ્રાજ્ય થયું હતું અને ધર્મિષ્ઠ અને નીતિવાન સ્ત્રી પુરૂષોને દરબારમાં જતાં કમકમાટી આવતી હતી. ચાર્લ્સનો દરબાર વેસ્યાવાડા જેવો જ થઇ રહેલો હતો અને જોન ચર્ચીલની બ્હેન એરાબેલા ચર્ચીલ રાજાના ભાઇ યોર્કના ડયુક જેઇમ્સની રખાત તરીકે ખુલ્લેછોગ રહેતી હતી અને એટલી નિર્લજ્જ હતી કે તેણે પોતાના દિકરાને જેઇમ્સના અનૌરસ પુત્ર તરીકે ઓળખાવી તેને ઉમરાવપદ અપાવ્યું હતું. આ બ્હેનની લાગવગથી ચર્ચીલનો દરબારમાં પગ પેસારો થયો હતો. ચાર્લ્સના વખતમાં તેને લશ્કરમાં નોકરી મળી હતી અને યુરોપના વિગ્રહમાં તેણે લશ્કરી તાલીમ લીધી હતી. ચાર્લ્સ બીજાના વખતમાં ચર્ચીલ જેઇમ્સને વફાદાર રહ્યો હતો અને જેઇમ્સ રાજા થયો એટલે તેને ઉમરાવપદ મળ્યું હતું. ૧૬૮૫ માં મનમથની સામે રાજાએ લશ્કર મોકલ્યું તેમાં ચર્ચીલ પણ સામેલ હતો અને સેજમૂરની લડાઇમાં લશ્કરની બધી વ્યવસ્થા ચર્ચીલે કરી મનમથને હરાવી કેદ પકડયો હતો. વળી જેઇમ્સના એના ઉપર ચારે હાથ હતા તેથી પોતાની નાની દિકરી એનના રક્ષક તરીકે તેણે ચર્ચીલ જે હવે માર્લબરોનો ઉમરાવ થયો હતો તેને નીમ્યો હતો. તે વખતથી જ માર્લબરોએ એન ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો હતો.

એરાબેલાના ચલણથી માર્લબરો ઉપર જેઇમ્સની મીઠી નજર હતી એ ખરૂં પણ જેઇમ્સ પોતાના દરબારમાં રોમનકેથલીક ધર્મના લોકોને જ સારી જગ્યાએ રાખવા માંગતો હતો તેથી તેણે

માર્લબરોને એ ધર્મ સ્વીકારવા આગ્રહ કર્યો. પોતાની મતલબ સારવા સારૂ માર્લબરો ગમે તેવું હલકું કામ કરતાં સંકોચ ખાતો નહીં પણ ધર્મની બાબતમાં તે ચુસ્ત પ્રોટેસ્ટન્ટ હતો તેથી જેઇમ્સની વાત તેણે કબુલ રાખી નહીં. આ વખતથી તે સમજી ગયો કે હવે જેઇમ્સના દરબારમાં આગળ વધવાનું તેને માટે અશક્ય હતું તેથી ઈંગ્લાંડના આગેવાનોની સાથે વિલિયમને બોલાવવાના કાવત્રામાં તે દાખલ થયો અને પોતાનું ભલું કરનાર જેઇમ્સને નીમકહરામ થઇ રાજાની દિકરી એનની સાથે તે વિલિયમના પક્ષમાં ભળી ગયો. માર્લબરો વિલિયમને મળી ગયો એટલે એનને પણ સાથે લેતો ગયો એ વાતની ખબર પડતાં જેઇમ્સને એટલો આગાધ પહોંચ્યો કે તે જાણતાં જ તેણે ઇંગ્લાંડમાંથી જતા રહેવાનો ઠરાવ કર્યો હતો.

વિલિયમ ગાદીએ આવ્યો એટલે પોતાને મદદ કરનાર બધાને તેને સંતોષવા પડયા હતા અને તેથી માર્લબરોને તેને સારી પદવી આપવી પડી હતી. પણ જેણે પોતાનું ભલું કરનાર તરફ નીમકહરામી કરી હતી તે વિલિયમ જેવા પરદેશી માણસને વફાદાર રહી શક્યો નહીં અને થોડા વખતમાં જ માર્લબરોએ કાવાદાવા શરૂ કર્યા. તે જેઇમ્સ તરફથી તરકટો રચનાર ટોળીમાં સામેલ થયો અને વિલિયમને એક વખત હાંકી કહાડી પછી પ્રોટેસ્ટન્ટ ધર્મની ખાતર જેઇમ્સને ગાદી ઉપર નહીં આવવા દેતાં એનને ગાદી ઉપર લાવી પોતાના હાથમાં બધી સત્તા લેવાની તેની ઇચ્છા હતી. આ પ્રમાણે વિલિયમને પણ તે નીમકહરામ નીવડયો અને પોતાનો સ્વાર્થ સાધી લેવા સારૂ ફ્રેન્ચ સરદારોને ઈંગ્રેજ યોજનાઓની છૂપી બાતમીઓ પણ તેણે આપવા માંડી. ૧૬૯૩ માં બ્રેસ્ટ ઉપર ઈંગ્રેજ લશ્કર છાપો મારવાની તજવીજ કરતું હતું તે વખતે છૂપી રીતે ખબરો પહોંચાડી લશ્કરની ખરાબી કરાવનાર અને ઈંગ્રેજ સરદારનો ભોગ અપાવનાર આ માર્લબરો જ હતો. વિલિયમને એનાં તરકટોની ખબર મળી હતી અને તેથી માર્લબરોને તેની સ્ત્રીને અને રાજકુંવરી

એનને તેણે દરબારમાંથી કહાડી મુકયાં. ૧૬૯૪ માં મેરી ગુજરી ગઈ અને વિલિયમે ફરી લગ્ન કરવાનો વિચાર રાખ્યો નહોતો એટલે તેની પછી એનને ગાદી મળવાનું નક્કી થયું ત્યારથી એનની સાથે માર્લ-બરો પાછો દરબારમાં દાખલ થયો અને પછી તેને તરકટમાં પડવાની જરૂર નહીં રહેવાથી તે વિલિયમને વફાદાર રહ્યો. વિલિયમને માર્લ-બરો ઉપર વિશ્વાસ નહોતો પણ તેની સરદાર તરીકેની લાયકાત તે સારી રીતે જાણતો હતો અને તેથી ૧૭૦૨ માં સ્પેઇનના વારસાનો વિગ્રહ શરૂ થતાં વિલિયમે લશ્કરની સરદારી માર્લબરોને આપી તેને હોલેન્ડ મોકલી આપ્યો. વિગ્રહ શરૂ થયા પછી વિલિયમ થોડા વખતમાં ગુજરી ગયો એટલે રાજ્યનો બધો કારભાર કરવાનું અને વિગ્રહ ચારે તરફ ચલાવવાનું કામ માર્લબરોને માથે આવ્યું અને આ બધું કામ તેણે સારી રીતે પાર ઉતારી ઈંગ્લાંડની કીર્તિ યુરોપમાં વધારી ઇંગ્લાંડના સા-મ્રાજ્યનો પાયો નાંખ્યો શરૂઆતમાં મળતીઆં રાજ્યોને ભેગાં રાખી કામ લેવામાં માર્લબરોને બહુ અડચણો પડતી હતી પણ બધી મુ-શ્કેલીઓ દૂર કરી તે ધાર્યું કરી શક્યો અને અરાઢમાં સૈકામાં ઇંગ્લાંડ ચોમેર ફતેહ મેળવવા લાગ્યું.

૧૭૦૨ માં ડચ લોકો માર્લબરોને મદદ આપવા ખરા દિલથી તૈયાર નહોતા અને પોતાના દેશનું રક્ષણ કરવા પુરતી કાળજી રાખી બેસી રહેવાનો તમનો વિચાર હતો એટલે ફ્રા-ન્સની સત્તા તોડવા સારૂ માર્લબરો જે મોટા પાયા ઉપર તૈયારી કરી રહ્યો હતો તે માંડી વાળી તેને હોલેન્ડમાં બે વર્ષ ગોંધાઇ રહેવું પડ્યું. ૧૭૦૨ માં લીજનો કિલ્લો કબજે કરી માર્લબરોએ હોલેન્ડને નિર્ભય કર્યું પણ ડચ લોકો તરફથી તેની યોજનાને ટેકો મળ્યો નહીં. જર્મનીનાં રાજ્યો પણ આ વિગ્રહમાં ફ્રાન્સની સામે જોડાયાં હતાં અને તેમાં પૃશીઆનો રાજા બહુ મીજાજી હતો અને સ્હેજ સાજ બાબતમાં ખોટું લગાડતો હતો તેને માર્લબરોએ સરસ રીતે મેળવી લીધો. આ

રાજાને પોતાની મદદીનું બહુ અભિમાન હતું તે જોઇ એક પ્રસંગે માર્લબરો તેની સામે એક સાધારણ નોકર માફક રૂમાલ લઇ ઉભો રહ્યો ત્યાર પછી પ્રુશીઆનો રાજા માર્લબરોના કહેવા પ્રમાણે હમેશાં વર્તવા લાગ્યો.

પહેલાં બે વર્ષમાં હોલેન્ડમાં ફ્રેંચ લશ્કરને હરાવ્યાં તે ઉપરથી રાણી એન પોતાના માનીતા સરદાર ઉપર ખુશ થઇ ગઇ અને તેને ડયુકનો ખિતાબ આપ્યો અને સારી જાગીર કહાડી આપી. ૧૭૦૪ ની સાલમાં ફ્રાન્સના રાજાએ મોટા પાયા ઉપર તૈયારીઓ કરી હતી અને ઓસ્ટ્રીઆની રાજધાની વીએના ઉપર ધસારો લઇ જઇ ઓસ્ટ્રીઆના રાજા પાસે સલાહ કરાવી વિગ્રહનો અંત લાવવાનો ચૌદમા લુઇનો વિચાર હતો. આ વિચારથી તેણે હંગરીના લોકોને ઉશ્કેરી ઓસ્ટ્રીઆના રાજા સામે હથીઆર લેવડાવ્યાં હતાં અને બેવેરીઆનો રાજા ફ્રાન્સના પક્ષમાં હતો એટલે તેના મુલકમાંથી ફ્રેન્ચ લશ્કરે વીએના તરફ કુચ કરી જવાનું રાખ્યું હતું. બેવેરીઆમાં ફ્રાન્સનું લશ્કર માર્શલ ટેલાર્ડ નામના અનુભવી સરદારના હાથ નીચે હતું તે વીએના તરફ ધસારો લઇ જવાની તૈયારીઓ કરી રહ્યું છે એ ખબર માર્લબરોને મળી હતી. આ પ્રમાણે ઓસ્ટ્રીઆના રાજા ઉપર દબાણ થાય અને તેને સલાહ કરવાની ફરજ પડે તો વિગ્રહનો અંત આવી જાય અને ફ્રાન્સ પોતાના ધાર્યા પ્રમાણે કરે એ ખુલ્લું હતું તેથી માર્લબરો ડચ લોકોને સમજાવી પોતાની કાંઇ પણ યોજના જણાવ્યા વગર હોલેન્ડનો બચાવ કરવા જેટલું લશ્કર રાખી બાકીના લશ્કર સાથે તે હ્રાઇન નદીને કિનારે કિનારે નદીના મૂળ તરફ ઝડપથી કુચ કરતો ગયો. ઓસ્ટ્રીઆના લશ્કરનો સરદાર સેવોયનો શાહજાદો યુજીની હતો તેને માર્લબરોએ ખબર આપી હતી અને દક્ષિણમાં બેવેરીઆના પ્રદેશમાં માર્લબરો યુજીનીને મળ્યો અને બન્ને લશ્કરને એકઠાં કરી તે ઝડપથી ફ્રેન્ચ લશ્કરની પાછળ પડયો. માર્શલ ટેલાર્ડે પોતાનું લશ્કર બેવેરીઆમાં બ્લેનહીમ નામના ગામડામાં રાખ્યું હતું અને આસપાસ લશ્કરના બચાવ સારૂ સારી રીતે બંદોબસ્ત કર્યો હતો. માર્લબરો

બ્લેનહીમ આગળ આવી પહોંચ્યો કે તરત જ તેણે લડાઇની તૈયારી કરી. ફ્રેન્ચ સરદારે પોતાના લશ્કરના મધ્ય ભાગને ઘણું મજબુત છે. એમ માની બે બાજુએ જ્યાં દુશ્મનનો ધસારો જણાતો હતો ત્યં સંખ્યાબંધ માણસો રોકી દીધાં હતાં અને એક બાજુએ યુજીનીના અને બીજી તરફ ઇંગ્રેજ લશ્કરના હુમલાને ફ્રેન્ચ લશ્કરે હઠાવી દીધા. માર્શલ ટેલાર્ડે પોતાના લશ્કરનો મધ્ય ભાગ નબળો રાખ્યો હતો તે માર્લ-બરો જોઇ શકયો અને વ્યુહ રચનામાં તાબડતોબ ફેરફાર કરી એ નબળા ભાગ ઉપર સખ્ત હુમલા કરી ફ્રેન્ચ લશ્કરને વચમાંથી એવું તોડી નાંખ્યું કે લશ્કરના મોટા ભાગને પોતાના સરદાર માર્શલ ટેલાર્ડ સાથે તાબે થવાની ફરજ પડી. આ લડાઇથી માર્લબરોએ ઓસ્ટ્રી-આના રાજાનો બચાવ કર્યો અને ચૌદમા લુઇના વખતમાં ફ્રેન્ચ લશ્કર અજીત ગણાતાં હતાં તે ભ્રમ તોડી નાંખી ઇંગ્રેજ લશ્કરની અને પોતાની કીર્તિ આખા યુરોપમાં ફેલાવી. આ એક જ લડાઇ માટે માર્લબરોને પ્રખ્યાત સેનાપતી કહી શકાય પણ તેણે તો યુદ્ધમાં એ-ટલી નામના મેળવી છે કે તેને માટે એમ કહેવાય છે કે જે લડાઇમાં તે જતો તેમાં જીત જ મેળવતો અને જે કિલ્લાને તે ઘેરો ઘાલતો તે કબજે કર્યા વગર રહેતો નહીં. યુજીની સાથે પહેલી મુલાકાતમાંથી માર્લબરોને મિત્રાચારી થઇ ગઇ અને એ મિત્રાચારીનો સંબંધ તેમની વચ્ચે જીવતા સુધી રહ્યો.

બ્લેનહીમ આગળ માર્લબરોએ જીત મેળવી તેની ખબર જાણી ઇંગ્લાંડની પ્રજા ગાંડી જેવી થઇ ગઇ અને પોતાના પક્ષના સરદારની જીત માટે ટોરી લોકો ખૂબ વખાણ કરવા લાગ્યા. વ્હિગ પક્ષના લોકો પણ પોતે શરૂ કરેલા વિગ્રહમાં ઇંગ્લાંડની આવી મોટી ફતેહ થઇ તેથી ખુશખુશાલ થઇ ગયા અને માર્લબરોને તેની જાગીર ઉપર બ્લેનહીમનું મકાન પ્રજાને ખર્ચે બાંધી આપવાનો અને તેને વંશ-પરંપરા સાલીઆણું આપવાનો પાર્લામેન્ટે ઠરાવ કર્યો. માર્લબરોની અદેખાઇ કરનારા અને તેના અંગત દુશ્મનો તરફથી તેની કીર્તિને

કાંપ લગાડવા સારૂ તે જ વર્ષમાં એટલે ૧૭૦૪ ની સાલમાં ઈંગ્લાંડના નૌકાસૈન્યે મેળવેલી જીતને મોટું રૂપ આપવાનો પ્રયત્ન થયો. આ જીતથી ઈંગ્લાંડને લાભ ઘણો થયો છે પણ તે વખતની પ્રજાએ તુરતને માટે એ જીતની બરોબર કિંમત આંકી નહોતી. ઇંગ્રેજ નૌકાસૈન્યની વ્યવસ્થા કરવાનું અને તેના ઉપર દેખરેખ રાખવાનું કામ વિગ્રહની શરૂઆતથી રાણી એનના પતી ડેનમાર્કના જ્યોર્જને સોંપવામાં આવ્યું હતું. નૌકાસૈન્યનો એક કાફલો રૂક નામના સરદારના હાથ નીચે સ્પેઇનનાં બંદરો સામે મોકલ્યો હતો પણ ૧૭૦૨ અને ૧૭૦૩ ની સાલમાં તે કાફલાએ કાંઇ જાણવા જોગ પરાક્રમ કર્યાં નહોતાં. આ વિગ્રહમાં પોર્ટુગાલ મળતીઆં રાજ્યો સાથે જોડાયું હતું એટલે સ્પેઇનમાં પગપેસારો કરવાનો ઇંગ્લાંડ અને મળતીઆં રાજ્યોને ઠીક લાગ મળ્યો હતો. ૧૭૦૪ માં રૂક અને ક્લાઉડસલી શોવેલ નામના સરદારના હાથ નીચે સ્પેઇનનાં બંદરો સામે ઇંગ્રેજ કાફલાને જવાનો હુકમ મળ્યો. આ કાફલો બીજું તો કાંઇ કરી શક્યો નહીં પણ સ્પેઇનની દક્ષિણમાં જીબ્રાલ્ટરનો કિલ્લો બચાવ કરી શકે એવી સ્થિતિમાં નહોતો તેની ખબર મળવાથી રૂક અને શોવેલ જીબ્રાલ્ટર ઉપર હલ્લો લઇ ગયા અને થોડું લશ્કર ખડક ઉપર ઉતારી સ્પેઇનના આ મથકનો કબજો લીધો. રૂક આ જીત બહુ અગત્યની છે એમ બતાવવા પ્રયત્ન કરતો હતો પણ તે વખતે આ કિલ્લાની અગત્ય પ્રજાની ધ્યાનમાં બરોબર ઉતરી નહોતી. માર્લબરો આ કિલ્લો ઇંગ્લાંડને કેટલો ઉપયોગી થઇ શકે એમ છે એ જોઇ શક્યો અને કિલ્લાનો બચાવ કરવા સારૂ જોઇતાં બાંધકામ કરવાનું અને કિલ્લામાં લશ્કર રાખી તેના બચાવ માટે જોઇતી સામગ્રી પુરી પાડવાનું તેણે પાર્લામેન્ટમાં મંજુર કરાવ્યું. ૧૭૦૪ ની સાલથી આજદિન સુધી જીબ્રાલ્ટરનો કિલ્લો ઇંગ્લાંડના હાથમાં રહ્યો છે અને ભૂમધ્ય સમુદ્રની કુંચીરૂપ એને ગણવામાં આવે છે. સ્પેઇનના લોકો આ કિલ્લો ઇંગ્લાંડના હાથમાં છે તેને પોતાના અપમાનરૂપ સમજે છે અને ઇંગ્લાંડ કોઇપણ વિગ્રહમાં જોડાય

ત્યારે ઈંગ્લાંડના દુશ્મનો સ્પેઇનને જીબ્રાલ્ટર પાછું અપાવવાની લાલચ-થી ઇગ્લાંડની સામે ઉશ્કેરણી કરતાં રહે છે. આ પ્રમાણે છેલ્લાં બે સૈકાથી બન્યું છે પણ ભૂમધ્ય સમુદ્રનું આ બારૂં ઇગ્લાંડ પોતાના નૌકાબળથી હજી સુધી સાચવી શક્યું છે.

બ્લેનહીમની જીત મેળવ્યા પછી માર્લબરો ૧૭૦૫ માં પાછો હોલેન્ડ ગયો અને ફ્રેન્ચ લશ્કરના હાથમાંથી કિલ્લા લેવામાં તેને રોકાઈ રહેવું પડયું. ઈંગ્લાંડમાં વ્હીગ અને ટોરી પક્ષના ઝગડા ચાલ્યા કરતા હતા તે તરફ પણ તેને લક્ષ આપવાની જરૂર પડી અને યુરોપમાં ચારે બાજુએ વિગ્રહમાં ફ્રાન્સને કેવી રીતે હંફાવવું તે તેને જોવું પડતું હતું અને ચારે તરફ નજર રાખીને તે પોતાનું કામ સારી રીતે પાર પાડી શક્યો. ઇગ્લાંડની પાર્લામેન્ટમાં ટોરી પક્ષની બહુમતી હતી તે જોઇ પાર્લામેન્ટનો સંપૂર્ણ ટેકો મેળવવા સારૂ તેણે ટોરી પક્ષના આગેવાનોમાંથી લડાઇમાં પોતાને મદદ કરે એવા મતનાં હાર્લે અને સેન્ટજોનને પ્રધાન મંડળમાં લીધા અને આમ કરવાથી પોતાનો પક્ષ મજબુત થયેલો એ માનવા લાગ્યો. પણ હાર્લે ઘણો ખટપટી હતો અને પ્રધાન મંડળમાં આવી માર્લબરોને ખસેડવાનાં તેણે પગલાં ભરવા માંડયાં. હાર્લેએ પોતાની એક સગી બાઇ જેનું નામ એબિગાઇલ હીલ્લ હતું અને જે ઇતિહાસમાં મેશામના નામથી ઓળખાય છે તેને રાણીની તહેનાતમાં દાખલ કરી અને આ બાઇએ રાણીના કાનમાં માર્લબરોની સ્ત્રી સામે ઝેર રેડવા માંડયું અને ધીમે ધીમે રાણીને ભંભેરીને તેની સાથે વેર કરાવી તેને દરબારમાંથી કઢાવી મુકી. પોતાની સ્ત્રી દરબારમાંથી દૂર થઇ એટલે માર્લબરોની લાગવગ ઘણી ઓછી થઈ અને હાર્લેની સલાહ પ્રમાણે દરબારમાં કામ થવા માંડયું. દર્મીયાન ૧૭૦૬ માં માર્લબરોએ ફ્રેન્ચ લશ્કરને હોલેન્ડમાં રેમિલિસની લડાઇમાં હરાવી મોટી જીત મેળવી. વળી ઇગ્રેજ કાફલાએ પણ ૧૭૦૬ ની સાલમાં ભૂમધ્ય સમુદ્રમાં માઇનોર્કાનો ટાપુ જીતી લીધો અને સ્પેઇનમાં પીટરબરોની

સરદારી નીચે ઇંગ્રેજ લશ્કર છેક માર્ડીઝ નજીક પહોંચી આવ્યું. પણ ૧૭૦૭ ની સાલમાં સ્પેઇનમાં ઇંગ્રેજ લશ્કરને પાછું હઠાવી અલ્માન્ઝા આગળ ફ્રેન્ચ લશ્કરે હરાવ્યું અને ઇંગ્રેજને સ્પેઇનમાંથી હાંકી કહાડયા. અલ્માન્ઝાની લડાઇમાં ફ્રેન્ચ લશ્કરનો સરદાર એરાબેલા-ચર્ચીલનો પુત્ર બેરિકનો ડયુક હતો અને આ બેરિકનો ડયુક તે જેઇમ્સના અનૌરસ પુત્ર તરીકે ઓળખાય છે.

૧૭૦૮ માં ઇંગ્લાંડના પ્રધાન મંડળમાં ફેરફાર કરવાની માર્લ-બરોને જરૂર જણાઇ અને ટોરી પક્ષને પ્રધાન મંડળમાંથી કહાડી મુકવાનો તેણે ઠરાવ કર્યો અને હાર્લે અને સેન્ટ જોનને કહાડી મુકવા રાણીને દબાણ કર્યું. રાણીની તેમને કહાડી મુકવાની ઇચ્છા નહોતી પણ માર્લબરોના દબાણ આગળ તેનું કાંઇ ચાલ્યું નહીં અને પોતાની મરજી વિરૂદ્ધ આ બન્ને ટોરી પક્ષના પ્રધાનોને કહાડી મુકી માર્લબરોની ઇચ્છા પ્રમાણે વ્હિગ આગેવાનોનું પ્રધાનમંડળ બનાવ્યું. આ પ્રધાનમંડળમાં વ્હિગ આગે-વાન તરીકે **વોલપોલ** પહેલ વહેલો દાખલ થયો હતો અને વ્હિગ પક્ષમાં કાબેલ નાણાંશાસ્ત્રી તરીકે તેણે થોડા વખતમાં જ નામના મેળવી. આ પ્રમાણે પ્રધાનમંડળમાં વ્હિગ પક્ષના આગેવાનોને રાખી માર્લબરો ફરીથી હોલેન્ડ ગયો અને ફ્રેન્ચ લશ્કરને **આઉડિનાર્ડ**ની લડાઇમાં હરાવી **લિલિ**નો કિલ્લો કબજે કર્યો અને ફ્લાન્ડર્સમાંથી ફ્રેન્ચ લશ્કરને હાંકી કહાડયાં. ૧૭૦૯ માં આ વિગ્રહની છેલ્લી જીત માર્લબરોએ **માલપ્લાકેટ** આગળ મેળવી પણ આ લડાઇમાં ફ્રેન્ચ લશ્કર મજબુત જગ્યા લઇ બેઠું હતું તેથી ઇંગ્રેજ લશ્કરની ભારે ખુવારી થઇ અને છેવટમાં જીત તો માર્લબરોએ મેળવી પણ ઇંગ્રેજ લશ્કરમા વીસ હજાર ઉપર માણસોની ખુવારી થઇ જ્યારે ફ્રેન્ચ લશ્કર હારી ગયું તેમ છતાં તેની ખુવારી ફકત દસ હજાર માણ-સની હતી, ત્યાર પછી ૧૭૧૦ ની સાલમાં **સેશિવરેલ** નામના ધર્મગુરૂ ઉપર કામ ચલાવી વ્હિગ પ્રધાનમંડળે રાણીને બતાવી આપ્યું

કે પ્રજા ટોરીપક્ષની તરફેણમાં હતી અને લડાઇથી કંટાળી ગયેલી હતી એટલે ૧૭૧૧ માં રાણીએ હાર્લે અને સેન્ટજોનને પાછા પ્રધાનમંડળમાં લઇ માર્લબરોને પાછો બોલાવી લીધો. ૧૭૦૬ ની સાલમાં અને ત્યાર પછી ૧૭૦૯–૧૦ માં ચૌદમા લુઇએ સલાહ કરવાનું વલણ બતાવ્યું હતું પણ માર્લબરોને રીતસરની સલાહ કરવાની ઇચ્છા નહોતી અને ફ્રેન્ચ લશ્કરને વધારે હરાવી પોતાને મન ગમતી સલાહ કરાવવાનો તેનો ઇરાદો હતો એટલે સલાહના વિચાર ભાંગી પડયા હતા. ૧૭૧૧ માં ટોરી પ્રધાનમંડળે માર્લબરોને પાછા બોલાવી લઇ તેના ઉપર નાણાં ઉચાપત કરવાનું તહોમત મુક્યું અને સાથે વ્હિગ આગેવાન વોલપોલને પણ રજા આપી નાણાંનો દુરૂપયોગ કરવા માટે તેના ઉપર કામ ચલાવ્યું. આ બન્ને આગેવાનો ઉપર ગુન્હો સાબિત નહીં થવાથી તેમને છોડી મુકવામાં આવ્યા પણ માર્લબરો ઇંગ્લાંડ છોડી ચાલ્યો ગયો તે એનના મરણ સુધી હોલેન્ડમાં જ રહ્યો અને વોલપોલ રાજ્યકારભારમાંથી ખસી ગયો. આ ટોરી પ્રધાનમંડળે ફ્રાન્સની સાથે સલાહના કોલકરાર શરૂ કર્યાં અને ૧૭૧૩ ની સાલમાં યુટ્રેકટની સલાહથી લડાઇનો અંત આવ્યો. આ સલાહમાં ઇંગ્લાંડે ઓસ્ટ્રીઆને પડતું મુક્યું. પણ તે માટે એટલું કહી શકાય કે ઓસ્ટ્રીઆના ચાર્લ્સને સ્પેઇનના ગાદી ઉપર લાવવાથી ઓસ્ટ્રીઆ અને સ્પેઇન બન્ને રાજ્ય એક જ જણના હાથમાં આવતાં હતાં. કારણકે પોતાના મોટા ભાઇ જોસફના મરણથી ચાર્લ્સ ૧૭૧૦ માં ઓસ્ટ્રીઆનો રાજા થયો હતો એટલે સ્પેઇનની ગાદી એ જ ચાર્લ્સ ને મળે તો ઓસ્ટ્રીઆ બહુ બળવાન રાજ્ય થઇ જાય એવો ડર રહેતો હતો તેથી ફીલીપને જ સ્પેઇનની ગાદી ઉપર રાખવાનું ઇંગ્લાંડને વધારે સારૂં લાગ્યું. યુટ્રેક્ટની સલાહમાં નીચે પ્રમાણે શરતો કરવામાં આવી હતીઃ—

(૧) સ્પેઇનના રાજા તરીકે ફીલીપને કબુલ રાખવો પણ એટલી શરતે કે ફ્રાન્સની અને સ્પેઇનની ગાદી એક જ માણસના હાથમાં કદી પણ જાય નહીં.

(૨) ચૌદમા લુઇએ ઈંગ્લાંડની ગાદી ઉપર પાર્લામેન્ટની પસંદગીથી નિમાયેલા પ્રોટેસ્ટન્ટ રાજાને કબુલ રાખવા અને વેશધારી જેઈમ્સને કોઇ પણ પ્રકારની મદદ કરવી નહીં અને તેને ફ્રાન્સમાં રહેવા દેવો નહીં.

(૩) યુરોપમાં જીબ્રાલ્ટર અને માઇનોર્કા ઈંગ્લાંડને મળ્યાં.

(૪) આ ઉપરાંત ઇંગ્લાડના રાજદ્વારી પુરૂષો સલાહ કરતી વખતે યુરોપની બહાર નજર કરતા યુટ્રેકટની સલાહમાં જણાય છે અને અમેરિકામાં ફ્રાન્સ અને સ્પેઇન પાસેથી ન્યુફાઉન્ડલેન્ડ, નોવાસ્કોશીઆ અને હડસનના અખાતનો મુલક ઈંગ્લાંડે મેળવી લીધો. આ મુલકમાં ફ્રાન્સનાં વહાણને માછલાં પકડવાના કેટલાક હક્ક રાખવા દીધા. યુરોપની બહાર અમેરિકામાં ચાર્લ્સ બીજાના વખતમાં ડચ લોકો સાથે સલાહ કરતી વખતે ન્યુયોર્ક અને ન્યુજર્સી ઈંગ્લાંડે મેળવ્યાં હતાં. પણ આ બે સંસ્થાનો તે વખતે એટલાં બધાં અગત્યનાં ગણાતાં નહોતાં.

(૫) વળી ઇંગ્લાંડના વેપારી લાભ સંભાળી લઇ ઇંગ્લાંડે એક શરત એવી રાખી કે દર વર્ષે ઇંગ્લાંડથી એક વહાણ ભરીને માલ સ્પેઇનના દક્ષિણ અમેરિકાના મુલક સાથે વેપાર માટે ઇંગ્રેજ વેપારીઓ લઇ જાય અને પોતાનો માલ વેચીને સ્પેઇનના મુલકમાંથી યુરોપમાં માલ લઇ આવે. આ શરતનો લાભ ઇંગ્રેજ વેપારીઓ હદપાર લેવા લાગ્યા અને થોડાં વરસમાં એ વેપારીઓ એક વહાણ બંદરમાં રાખી મુકી સ્પેઇનના મુલક સાથે પુષ્કળ વેપાર કરતા થઇ ગયા.

(૬) સ્પેઇનના અમેરિકાના મુલકમાં ગુલામનો વેપાર કરવાનો હક્ક ઇંગ્લાંડને આપવામાં આવ્યો.

આ શરતે યુટ્રેકટ આગળ સલાહ થઈ અને તેથી ઇંગ્લાંડને મુલકમાં તેમજ વેપારમાં સારો લાભ મળ્યો પણ ફ્રાન્સના પ્રોટેસ્ટન્ટોએ ઈંગ્લાંડને મદદ કરી હતી તેમના રક્ષણ માટે તેમજ સ્પેઇનમાંના તેમને મદદ કરનારાઓની સંભાળ માટે ઇંગ્રેજોએ કાંઇજ કર્યું નહીં અને સલાહની સરતોમાં તેમની દરકાર સરખી પણ કરી નહીં એ ઇંગ્લાંડને ખરેખરૂં લાંછન લગાડનારૂં ગણાય છે. આ સલાહ ઇંગ્લાંડની પાલામેન્ટમાં કેવી રીતે પસાર થઇ તે આપણે આગળ ઉપર જોઇશું.

**વ્હિગ અને ટોરીપક્ષ વચ્ચેની** તકરારો—રાણી એન ગાદીએ આવી ત્યારપછી નવી પાર્લામેન્ટમાં ટોરીપક્ષ બહુમતમાં હતો અને વ્હિગ અને ટોરીપક્ષ વચ્ચે આ રાણીના રાજ્યમાં તકરારો પુષ્કળ થતી હતી. ટોરી પક્ષવાળા ધર્મચુસ્ત હતા અને ચોકખા પ્રોટેસ્ટન્ટ લોકોને કાંઇપણ છૂટછાટ મળે તે તેમને પસંદ નહોતું એટલે ૧૭૦૩ ની સાલથી જ ધર્મ સંબંધી વાંધા પાર્લામેન્ટ આગળ આવવા લાગ્યા હતા. પાર્લામેન્ટે ઠરાવેલો ધર્મ નહીં પાળનારાને અને દેવળમાં નક્કી કરેલી ચોપડી પ્રમાણે પ્રાર્થના ન કરતા હોય તેવાઓને રાજ્યમાં નોકરી ઉપર નહીં રાખવાનો કાયદો હતો પણ કેટલાક ચોકખા પ્રોટેસ્ટન્ટ લોકો એક વખત સોગંદ લઇ નોકરીમાં દાખલ થઇ જતા હતા અને પછી પોતાની મરજી પ્રમાણે ધર્મ પાળતા હતા. આમ થતું અટકાવવા માટે થોડે થોડે વખતે આવા માણસોની તપાસ કરી ફરીથી સોગંદ લેવડાવવાનો કાયદો ટોરી પક્ષવાળા પાર્લામેન્ટમાં પસાર કરાવવા માંગતા હતા અને તે સબંધી કેટલીક તકરાર ચાલ્યા પછી છેવટે ૧૭૧૧ માં પાર્લામેન્ટમાં એ કાયદો પસાર થયો પણ તે થોડા વખત માટે જ અમલમાં રહ્યો કારણ કે વ્હિગ પક્ષ રાણી એનના મરણ પછી જોરમાં આવ્યો એટલે તે કાયદો પાછો રદ થયો. રાજગાદી બાબતમાં પણ આ બે પક્ષ વચ્ચે ઘણો મતભેદ હતો. વ્હિગ પક્ષના લોકો ૧૬૮૯ ની રાજક્રાંતિની તરફેણમાં હતા અને રાજાએ પ્રજાના મતને માન આપી રાજ્યકારભાર ચલાવવો જોઇએ એમ તેઓ માનતા હતા, અને પ્રજામતનો અનાદર કરે તો રાજાને ખસેડી મુકી પોતાની પસંદગીના માણસને ગાદી આપી શકાય એવો તેમનો મત હતો. ટોરીપક્ષમાં કેટલાક હજી જેઇમ્સના પક્ષમાં હતા અને તેમના કેટલોક ભાગ તો જેઇમ્સના છોકરાને એનના મરણ પછી ગાદી ઉપર લાવવા માંગતો હતો. આ વિચારના લોકોની ટોરી પક્ષમાં પણ નાની સંખ્યા હતી પણ મોટે ભાગે ટોરી પક્ષના લોકો રાજાના ઇશ્વર પ્રણિત હકમાં હજી પણ માનનારા હતા અને ૧૬૮૯ ની રાજક્રાંતિથી દેશને નુક-

સાન થયું છે એવો તેમનો ચોક્કસ અભિપ્રાય હતો. એનના વખતમાં આ મતના લોકોને ઘણું કહેવા જેવું નહોતું કારણકે વેશધારી જેઇમ્સને જેઇમ્સના દિકરા તરીકે પ્રજાએ કબુલ રાખ્યો નહોતો અને એતો કોઇક ત્રાહીત માણસના બાળકને લાવી જેઇમ્સના દિકરા તરીકે ઠસાવી દીધો છે એમ તેઓ માનતા હોવાથી મેરીના મરણ પછી એનને જ ગાદીના વારસ તરીકે તેઓ કબુલ રાખતા એટલે એ રાણી તરફ ટોરી પક્ષ વફાદાર હતો. વળી સ્પેઇનના વારસાના વિગ્રહની બાબતમાં પણ આ બે પક્ષ જુદા વિચારના હતા. વ્હિગ પક્ષના લોકો ફ્રાન્સની સત્તાને ફટકો મારવા વિગ્રહ ચલાવી ગમે તેટલા ભોગે જીત મેળવવા માંગતા હતા અને ટોરીપક્ષ વિગ્રહ માંડી વાળી ગમે તે પ્રકારે સલાહ કરવા માંગતો હતો અને સ્પેઇનની ગાદીના વારસા માટે ઇંગ્લાંડ લડવા નીકળે તે આ પક્ષને બીલકુલ પસંદ નહોતું. આ પ્રમાણે ત્રણ મુદ્દાની બાબતમાં બે પક્ષ વચ્ચે મતભેદ હતો. રાણી એન ધર્મ સંબંધી બાબતમા શરૂઆતથી જ ટોરી પક્ષના મતની હતી પણ માર્લબરોની સલાહથી તેની ઇચ્છા વિગ્રહ ચલાવવાની હતી પાંચ સાત વર્ષ પછી રાણી સંપૂર્ણ ટોરી મતની થઈ ગઇ. માર્લબરો રાણીના ગાદીએ આવ્યા પછી કરતા-કારવતા હતો. તે ધર્મ સંબંધી બાબતમાં તો ટોરી પક્ષના વિચારનોજ હતો અને પોતાના વ્હેવાઇ ગોડોલ્ફીન, જેના દિકરા સાથે માર્લબરોના દિકરીનાં લગ્ન થયાં હતાં, તેને પ્રધાન મંડળમાં સાથે રાખી તે કારભાર ચલાવતો હતો. ટોરી પક્ષને સંતોષ આપવા સારૂ આઠમા હેન્રીના વખતથી ધર્મગુરૂઓની પહેલા વર્ષના ઉપજ રાણીને મળતી હતી તે માર્લબરોએ મુકાવી દીધી અને આ ઉપજનાં નાણાં ગરીબ ધર્મગુરૂઓને મદદ કરવામાં અને એવાં બીજાં ધર્માદા ખાતામાં વાપરવાનો પ્રબંધ થયો હતો. આ પ્રમાણે અપાયેલી રકમ "રાણી **એનની ભેટ**" ના નામથી ઓળખાય છે. આ પ્રમાણે ટોરી પક્ષને સંતોષ આપવાનો પ્રયત્ન કરવા છતાં ટોરી

આગેવાનોએ માર્લબરોને વિગ્રહ ચલાવવાની રાજ્યનીતિમાં મદદ આપી નહીં એટલે માર્લબરો વિહગ પક્ષ તરફ વધારે વધારે ઢળતો ગયો. ૧૭૦૬ માં મધ્યમ વિચારના ટોરી આગેવાનોને પોતાના કરી લેવાના વિચારથી તેણે હાર્લે અને સેન્ટ જોનને પ્રધાન મંડળમાં લીધા પણ આ બે માર્લબરોના વિરોધી માલમ પડયા તેથી ૧૭૦૮ માં તેમને કઢાવી મુકી સંપૂર્ણ વ્હિગ પ્રધાન મંડળ તેણે બનાવ્યું. હાર્લે અને સેન્ટ જોનને કહાડી મુકવા રાણી એન ખુશી નહોતી એટલે માર્લબરોને એટલે સુધી ધમકી આપવી પડી હતી કે જો એ એને પ્રધાન મંડળમાંથી રાણી નહીં કહાડી મુકે તો પોતે રાજીનામું આપી ચાલ્યો જશે. રાણી તે વખતે માનતી હતી કે માર્લબરો પ્રજાનો ઘણો માનીતો છે અને તેને નાખુશ કરવાની તે હામ ભીડી શકી નહીં એટલે પોતાની મરજી વિરૂદ્ધ તેણે હાર્લે અને સેન્ટ જોનને રજા આપી; પણ ૧૭૧૦ માં વ્હિગ પ્રધાન મંડળે એક ગંભીર ભૂલ કરી તેથી પ્રજા ટોરી પક્ષમાં છે એમ રાણીને જણાઇ આવ્યું. ૧૭૧૦ ની સાલમાં **સેશીવરેલ** નામના એક ધર્મગુરૂએ બે જાહેર ભાષણ આપ્યાં, તેમાં ૧૬૮૯ ની રાજ્યક્રાંતિ સામે અને રાજ્યકારભારના વ્હિગ સિદ્ધાંત સામે તેણે સખ્ત ટીકાઓ કરી, અને રાજાના ઇશ્વરદત્ત હક્કની તરફેણમાં બોલી ગમે તેવા સંજોગોમાં પણ પ્રજાથી રાજાની સામે થઇ શકાય નહીં અને રાજા ગમે તેવો જુલમ ગુજારે તોપણ પ્રજાએ તે મૂંગે મોઢે સહન કરી દેશમા બંદોબસ્ત ટકાવી રાખવો એ પ્રજાની ફરજ છે એવી રીતનું વિવેચન કર્યું હતું. આ ભાષણો છપાઇ તેની નકલો છૂટે હાથે વહેંચવામાં આવી. અને તેમાં ખાસ કરીને ગોડોલ્ફીન સામે સેશીવરેલે સખ્ત ટીકા કરી હતી તેથી એ પ્રધાન તેના ઉપર ગુસ્સે થયો અને તેના ઉપર કામ ચલાવવા પ્રધાનમંડળને સમજાવ્યું. માર્લબરો આવા ગાંડા ઘેલા પાદરી સામે કામ ચલાવવાની વિરૂદ્ધ હતો પણ ગોડોલ્ફીનના આગ્રહથી આમની સભાએ ઉમરા-

વોની સભા આગળ સેશીવરેલ ઉપર તહોમત મુકી કામ ચલાવ્યું. આથી એક સાધારણ બાબત બહુ ગંભીર બની ગઈ અને પ્રજામત વ્હિગ પક્ષના સિદ્ધાંતની વિરૂદ્ધ હતો તેથી પ્રજાએ આ મુકદ્દમામાં બહુ રસ લીધો. સેશીવરેલ ઉમરાવોની સભામાં આવતો તે વખતે લોકોનાં ટોળાં એને રસ્તામાં ટોપીઓ ઉતારી માન આપતાં અને ઠેકાણે ઠેકાણે એને પગે લાગવા ટોળાંને ટોળાં ઉભાં રહેતાં હતાં. વળી ટોરી પક્ષના સારામાં સારા ધારાશાસ્ત્રીઓ તેનો બચાવ કરવા નીકળી પડયા અને રાણી એન પણ આ કામમાં એટલો રસ લેતી હતી કે દરરોજ આ મુકદ્દમો સાંભળવા ઉમરાવોની સભામાં આવીને બેસતી હતી. રસ્તામાં અને સભામાં રાણીની ખુરસીની આસપાસ લોકો વીંટળાઈ જતા અને આપ નામદાર સેશીવરેલની અને ટોરી પક્ષની તરફેણમાં જ રહેશો એમ કહેતા હતા. આવો નજીવો મુકદ્દમો બે પક્ષના સિદ્ધાંતની લડત જેવો થઇ ગયો અને કાયદો અને વ્યવસ્થા કેટલે સુધી જાળવી રાખવાની પ્રજાની ફરજ છે અને પ્રજા રાજાની સામે કે રાજ્ય બંધારણ સામે કેવા સંજોગોમાં હથીઆર લઇ શકે એ મુદ્દો સેશીવરેલના કામમાં ખૂબ ચર્ચાયો અને ટોરી પક્ષના આગેવાન ધારાશાસ્ત્રીઓએ પણ કબુલ રાખ્યું કે સાધારણ રીતે શાંતી જાળવી રાખવાની પ્રજાની ફરજ છે પણ રાજ્યકર્તાનો જુલમ અસહ્ય થઇ પડે અને રાજા પોતે ધારા ધોરણ બાજુએ રાખી જુલમ લઇ બેસે તો તેવે વખતે રાજ્યકર્તાની સામે પ્રજા બંડ ઉઠાવી શકે અને હથીઆર લઇને પણ જુલમ દૂર કરી શકે. સેશીવરેલની તરફેણમાં લોકલાગણી મજબુત છે એ જોઇ ઉમરાવોના સભામાં બહુમતીથી તેને નામની સજા કરી છોડી મુકયો. સેશીવરેલને ત્રણ વર્ષ સુધી જાહેર ભાષણ આપવાની મના કરવામાં આવી અને એનાં ભાષણોના જે ફકરા તેની સામે મુકદ્દમામાં રજુ થયા હતા તે ફાંશીઆને હાથે બળાવી નાંખવાનો હુકમ થયો. સેશીવરેલને આવી નામની સજા કરી છોડી મુકયો તે ટોરી પક્ષની મોટી ફતેહ હતી. તેના કામનો ચુકાદો આવ્યો તે દિવસે ઠેરઠેર રોશની

થઇ અને દેવળોમા ખુશાલીના ઘંટનાદ થયા. ગામે ગામ લોકોએ આ ગાંડાએલા ધર્મગુરૂને વધાવી લીધો અને તેને અપૂર્વ માન આપ્યું. તેને ભાષણો કરવાની મના કરી હતી પણ તે જે ગામમાં જતો ત્યાં દેવળમાં એની પ્રાર્થના સાંભળવા લોકો ઉભરાઇ જતા હતા. પ્રજાનો આ ઉત્સાહ જોઇ રાણી સમજી ગઇ કે લોક લાગણી વ્હિગ પક્ષની વિરૂદ્ધ છે એટલે રાણીએ વ્હિગ મંડળની સલાહ નહીં ગણકારતાં હાર્લે અને સેન્ટ જોનને પાછા પ્રધાન મંડળમાં લીધા. આ પ્રમાણે વ્હિગ પ્રધાનમંડળની ભૂલથી તેમણે સત્તા ગુમાવી અને તેમના વિરોધીઓ રાણીના સલાહકાર બન્યા. ટોરી પક્ષ ૧૭૧૧ ની આમની સભામાં મજબૂત થયો એટલે એક બીજા અગત્યના સવાલનો પણ તેમણે ફડચો કર્યો. નાણાં સંબંધી બધી ગોઠવણ કરવાનો આમની સભ.ને હક છે અને એ ગોડવણમાં ઉમરાવોની સભાથી કાંઇ પણ ફેરફાર થઇ શકે નહીં એવો નિયમ છે તેનો લાભ લઇ ચોકખા પ્રોટેસ્ટન્ટની સામે જે કાયદો મંજુર કરાવવા ટોરી પક્ષવાળા માંગતા હતા તે નાણાંની ગોઠવણના કાયદાને જોડી દઇ આમની સભાએ પસાર કર્યો. ઉમરાવોની સભામાં આ બાબતમાં ચકચાર તો બહુ થઇ પણ છેવટમાં તેમને નમતું મુકવું પડયું. આ પ્રમાણે ટોરી પક્ષ પોતાનું ધાર્યું કરતો થયો અને પછી માર્લબરોને પાછો બોલાવી લઇ તેના ઉપર નાણાં ઉચાપત કરવાનું તહોમત મુકયું. એ તહોમત પુરવાર થયું નહીં પણ માર્લબરોને ઇંગ્લાંડ છોડી ચાલ્યા જવુ પડયું. વ્હિગ પ્રધાનમંડળના આગેવાન તરીકે વૉલપોલને ગણી લઇ તેને કેદ કર્યો અને તેના ઉપર પણ તહોમત મુકવામાં આવ્યું તેમાં વૉલપોલ નિર્દોષ માલમ પડયો. ત્યારપછી આમની સભામાં ટોરી પક્ષની બહુમતી હતી એટલે એ સભાએ યુટ્રેકટની સલાહ મંજુર કરી પણ ઉમરાવોની સભામાં વ્હિગપક્ષ બહુમતીમાં હતો એટલે ત્યાં સલાહની શરતો ઉપર તકરારો થઇ અને સલાહને મંજુરી મળવામાં વાંધો આવશે એમ જણાયું. પણ હાર્લે જેને રાણીએ ઓક્સફર્ડનો ડયુક બનાવ્યા હતો તે કાવા-

દાવા કરવામાં કુશળ હતાં તેણે વ્હિગ બહુમતી તોડવા સારૂ બાર ટોરી પક્ષના માણસોને ઉમરાવપદ આપી એ સભામાં બેસાડી દેવા રાણીને સમજાવ્યું અને તે પ્રમાણે એકદમ બાર ટોરી પક્ષના માણસોને ઉમરાવની સભામાં બેસાડી વ્હિગ બહુમતી તેણે તોડી નાંખી આ પ્રમાણે હાર્લેએ પોતાના કાવાદાવાથી એક મહત્વના સવાલનો ફડચો આણી યુટ્રેક્ટની સલાહ મંજુર કરાવી અને રાજ્યબંધારણમાં ઉમરાવોની સભાની સત્તા ઉપર કેટલો અંકુશ છે તે પુરવાર કરી આપ્યું. ૧૬૮૯ ની રાજક્રાંતિથી પાર્લામેન્ટ ઈંગ્લાંડના રાજ્યબંધારણમાં સર્વોપરી સત્તા ભોગવે એમ ઠર્યું હતું પણ પાર્લામેંટની બે સભામાંથી કયા ભાગની સત્તા વધારે ગણાય તે બાબતનો નીવેડો આવ્યો નહોતો. રાજક્રાંતિ પછી થોડા વખતમાં વિલિયમને પોતાનું ધાર્યું કરવા સારૂ આમની સભામાં જે પક્ષની બહુમતી હોય તે પક્ષના આગેવાનોના હાથમાં કારભાર સોંપવાની જરૂર પડી હતી અને ત્યારથી પ્રધાનમંડળ એ આમની સભામાં બહુમતીવાળા પક્ષના આગેવાનોનું રાજાને સલાહ આપનારૂં મંડળ બન્યું છે. પણ ઉમરાવોની સભામાં સાધારણ રીતે જુના રીતરીવાજોને વળગી રહી પોતાની સત્તા કાયમ રાખવાનો આગ્રહ કરનારો પક્ષ વધારે હોય છે એટલે આમની સભા અને ઉમરાવોની સભા વચ્ચે વિરોધ થાય તો તેનું નિરાકરણ કેવી રીતે થઇ શકે તે હાર્લેએ ૧૭૧૩ ની સાલમાં બતાવી આપ્યું અને હંમેશને માટે પુરવાર કરી આપ્યું કે પ્રજામત મજબુત હોય અને આમની સભા જે કાંઇ કરવા માંગતી હોય તે ઉમરાવોની સભાના વિરોધ છતાં પણ નવા ઉમરાવો બનાવવાની રાજાની સત્તાનો ઉપયોગ કરીને ગમે તે વખતે કરી શકે. રાજા ઉમરાવોના પક્ષમાં ભળી જાય તો આમની સભા પોતાની નાણાંની કોથળી બાંધીને બેસી રહે અને રાજાને નમવાની ફરજ પાડી શકે એટલે પ્રજાના પ્રતિનિધિઓની આમની સભા જે કાંઇ કરવા માંગતી હોય તે કર્યા વગર રાજાનો છૂટકો થતો નથી અને ઉમરાવોની સભાને નમાવવા સારૂ સત્તાનો ઉપયોગ

કરવાની પ્રધાનમંડળ સલાહ આપે તો તે આમની સભામાં પોતાની બહુમતીના જોરથી રાજા પાસે કબુલ રખાવી શકે છે અને ઉમરાવોની સભાને નમાવી શકે છે. આવા કટોકટીના પ્રસંગે રાજાની સત્તાનો ઉપયોગ કરી ઉમરાવોની સભાની બહુમતી તોડવાનો પ્રસંગ ફક્ત યુટ્રેક્ટની સલાહ પસાર કરાવતી વખતે ૧૭૧૩ ની સાલમાં જ આવ્યો છે અને ત્યારપછી જ્યારે ઉમરાવોની સભામાં આમની સભાની માંગણી સામે વિરોધ જણાય ત્યારે નવા ઉમરાવો બનાવવાની ધમકી જ તેમને નમાવવા માટે પુરતી જણાઇ છે. આ પ્રમાણે યુટ્રેક્ટની સલાહ બે અગત્યની બાબતો માટે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. આપણે જોઇ ગયા તેમ યુટ્રેક્ટની સલાહમાં ઈંગ્લાંડના રાજદ્વારી પુરૂષોએ યુરોપખંડની બહાર પોતાની નજર પહોંચાડી અમેરિકામાં કેટલોક મુલક લીધો અને ઉમરાવોની સભાની સત્તા પ્રધાનમંડળ કેવી રીતે કાબુમાં રાખી શકે તે બતાવી હાર્લેએ રાજ્યબંધારણમાં મહત્વના સવાલનો ફડચો કરી આપ્યો.

આ સલાહ પસાર થયા પછી ઓક્સફર્ડનો ઉમરાવ હાર્લે અને સેન્ટજોન જેને રાણીએ બોલીંગબ્રોકનો અમીર બનાવ્યો હતો તે બે વચ્ચે ખટપટ જાગી અને બોલીંગબ્રોક એન પછી જેઇમ્સના પુત્રને ગાદીએ લાવવાના પ્રપંચ કરવા લાગ્યો પણ તેની યુક્તિઓ પ્રમાણે ગોઠવણ થઈ રહે તે પહેલાં ઓક્સફર્ડ અને બોલીંગબ્રોકને તકરાર થઇ અને આ તકરારની અસરથી રાણી એન એકાએક માંદી પડી અને બે ત્રણ દિવસ માંદગી ભોગવી ગુજરી ગઇ. આ પ્રમાણે તેનું એકદમ મરણ થવાથી બોલીંગબ્રોકની યુક્તિઓ સફળ થઇ નહીં અને વ્હિગ પક્ષના, અને ૧૭૦૧ ની ગોઠવણ પ્રમાણે ગાદીનો વારસો આપવાની તરફેણના ટોરી આગેવાનોને રાણીએ પોતાની મરણ પથારીએથી બંદોબસ્ત સાચવવાનું સોંપ્યું એટલે બોલીંગબ્રોકના હાથ છેક નીચા પડયા અને એનું ધાર્યું કાંઇ થયું નહીં. રાણી

એનના મરણ પછી ટોરી પક્ષની સત્તા છેક પડી ભાગી અને ૧૭૬૦ સુધી વ્હિગ પક્ષના આગેવાનોના હાથમાં જ રાજ્યકારભાર રહ્યો.

**ઇંગ્લાંડ અને સ્કોટલૅન્ડનો સંયોગ**—ઈંગ્લાંડ અને સ્કોટલેન્ડને અસલના વખતથી મારામારી ચાલ્યા કરતી હતી અને બન્ને દેશની સરહદ ઉપર ધાડપાડુ જેવા લોકો વસતા હતા અને નજીવાં કારણથી પણ તેમની વચ્ચે લડાઇ જાગતી હતી. વળી છેક સોળમા સૈકાની આખર સુધી ઈંગ્લાંડ લડાઇમાં રોકાય તો તેનો લાભ લઇ સ્કોટલેન્ડના રાજા ઈંગ્લાંડના દુસ્મનને મળી જઈ લડાઇ જાહેર કરતા હતા. આ સ્થિતિમાં બન્ને દેશ ઉપર ૧૬૦૩ માં એક જ રાજાનું રાજ્ય થયું ત્યારથી કાંઇક અંશે ફેર પડ્યો હતો. ૧૬૦૩ માં સ્કોટલેન્ડનો છઠ્ઠો જેઇમ્સ ઈંગ્લાંડની ગાદી ઉપર પહેલા જેઇમ્સ તરીકે આવ્યો તે વખતથી ઈંગ્લાંડ, સ્કોટલેન્ડ અને આયર્લૅન્ડની પાર્લામેન્ટ જુદી જુદી રહી હતી પણ ત્રણે દેશ ઉપર રાજ્ય કરનાર રાજા એક થયા હતા. એટલે એક રાજાના હાથ નીચે આ ત્રણે દેશની પાર્લામેન્ટ પોતપોતાને માટે કાયદા કરી પોતપોતાના દેશનો કારભાર ચલાવતી હતી. આ પ્રમાણે વ્યવહાર ચલાવવામાં ઘણી વખત વાંધા આવવાનો સંભવ રહે છે એ ક્રોમવેલ જોઇ શક્યો હતો અને તેણે ત્રણે દેશની એકત્ર પાર્લામેન્ટ લન્ડનમાં બેસે અને તે પાર્લામેન્ટમાં ત્રણે દેશના પ્રતિનિધિઓ આવે એમ ઠરાવ્યું હતું. પણ રાજ્યારોહણ વખતે ક્રોમવેલે કરેલું એટલું બધું ખોટું માની લઇને તેણે કરેલા સુધારા રદ કરી અસલ માફક જુદી જુદી પાર્લામેન્ટ કરી નાંખી હતી. વિલિયમના વખતમાં સ્કોટલેન્ડમાં રાજક્રાંતિ વખતે લડાઇ કરવી પડી હતી અને ત્યાર પછી ગ્લેન્કોની કતલથી સ્કોટલેન્ડની પ્રજાનાં મન બહુ ખાટાં થઇ ગયાં હતાં. વળી ડેરીઅનની યોજનામાં સ્કોટલેન્ડના વેપારીઓ નિષ્ફળ ગયા અને ભારે ખોટ ખાઇને એ યોજના તેમને પડતી મુકવી પડી તેથી અને સ્કોટલેન્ડના વેપારીઓને ઇંગ્લાંડમાં અને ઈંગ્લાંડનાં સંસ્થાનોમાં કનડગત પુષ્કળ થતી હતી તેથી આ બે

દેશ વચ્ચે કડવાશ વધતી જતી હતી. વિલિયમ સ્કોટલેન્ડની પાર્લા-મેન્ટને ઈંગ્લાંડની પાર્લામેન્ટ સાથે જોડી દઇ બન્ને દેશના એકત્ર પાર્લામેન્ટ કરવા વિચાર રાખતો હતો પણ તેની હયાતીમાં પોતાનું ધાર્યું એ કરી શક્યો નહોતો. રાણી એન ગાદી ઉપર આવી ત્યાર-પછી ટોરી પક્ષ મજબુત થતો ગયો એટલે સ્કોટલેન્ડના લોકોને પોતાના પ્રેસ્બીટેરીઅન ધર્મ માટે પણ ધાસ્તી ઉભી થઇ અને ચાર્લ્સ પહેલાના અને બીજાના વખતમાં ઈંગ્લાંડનો ધર્મ સ્કોટલેન્ડમાં દાખલ કરવા સારૂ સખ્તાઈ થઈ હતી તેવી ફરી પાછી શરૂ થશે એમ સ્કોટલેન્ડની પ્રજાને દહેશત લાગવા માંડી. આ ઉપરથી સ્કોટ-લેન્ડની પાર્લામેન્ટે ૧૭૦૩ ની સાલમાં **સલામતીનો કાયદો** પસાર કરી જાહેર કર્યું કે રાણી એનના મરણ પછી સ્કોટલેન્ડની ગાદી ઉપર રાજ્ય કુટુંબમાંથી સ્કોટલેન્ડની પાર્લામેન્ટની મરજીમાં આવે તેવા પ્રોટેસ્ટન્ટ રાજાને બેસાડવાની ગોઠવણ કરવામાં આવશે. પણ એ રાજા ઈંગ્લાંડનો રાજા જ હોવો જોઇએ એમ રહેશે નહીં; અને ઈંગ્લાંડના રાજા સ્કોટલેન્ડનો ધર્મ અને તે દેશના કાયદા અને વેપારી લાભનું રક્ષણ કરવાનું વચન આપે નહીં તો તે રાજાને ગાદી આપવી નહીં એમ પણ સાથે ઠરાવ્યું. આ ઉપરથી ઈંગ્લાંડની પાર્લામેન્ટે ૧૭૦૫ માં એક કાયદો પસાર કરી ઠરાવ્યું કે સ્કોટલેન્ડની પાર્લામેન્ટ સલામતીનો કાયદો રદ કરે નહીં તો અમુક મુદત પછી સ્કોટલેન્ડના વેપારીઓને પરદેશી જેવા જ ગણવા અને તેમને વેપારમાં કોઈ પણ જાતના હક્ક આપવા નહીં. આ પ્રમાણે બન્ને પાર્લામેન્ટ વચ્ચે રસાકસી ચાલવા માંડી અને છેવટે બે દેશ વચ્ચે લડાઇનો મામલો ઉભો થશે એમ લાગવા માંડયું તે ઉપરથી બન્ને દેશના ડાહ્યા માણસોએ એક પંચ નીમી આ તકરારનો નીવેડો લાવવાનું ઠરાવ્યું આ પંચમાં એકત્રીસ માણસ સ્કોટલેન્ડ તરફના રાખ્યા અને તેટલી જ સંખ્યા ઈંગ્લાંડની રાખી. કેટલીક તકરારો થયા પછી છેવટે પંચે એવી ભલામણ તૈયાર કરી કે ભવિષ્યમાં બધી તકરારો કહાડી નાંખવા એક સંયુક્ત પાર્લા-

મેન્ટ બન્ને દેશનો કારભાર કરે અને તે પાર્લામેન્ટમાં સ્કોટલેન્ડની વસ્તીના પ્રમાણમાં સભાસદો મોકલવાનો હક્ક આપવો એટલે સ્કોટલેન્ડની જુદી પાર્લામેન્ટનો આ પ્રમાણે અંત લાવવાની તેમની ભલામણ હતી. આ ભલામણો બન્ને દેશની પાર્લામેન્ટ આગળ રજુ થઈ અને ઈંગ્લાંડની પાર્લામેન્ટે તો તેનો તરત સ્વીકાર કર્યો પણ સ્કોટલેન્ડની પાર્લામેન્ટમાં છુટે હાથે પુષ્કળ લાંચનો ઉપયોગ કરી સભાસદોના મત સંયુક્ત પાર્લામેન્ટની તરફેણમાં ખરીદી લેવામાં આવ્યા અને ૧૭૦૭ માં આ સંયોગનો કાયદો અમલમાં મુકવામાં આવ્યો. આ કાયદાથી બન્ને દેશની એકત્ર પાર્લામેન્ટ લંડનમાં બેસે એમ ઠર્યું અને એ પાર્લામેન્ટમાં પંચની ભલામણ પ્રમાણે સ્કોટલેન્ડની પ્રજાના ૪૫ પ્રતિનિધિઓ આમની સભામાં અને ૧૬ સભાસદો ઉમરાવોની સભામાં મોકલવાનું ઠર્યું. બન્ને દેશનું એકત્ર નામ ગ્રેટબ્રીટન રાખ્યું અને સેન્ટ જ્યોર્જના ઈંગ્લાંડના વાવટાનું સ્કોટલેન્ડના સેન્ટ એન્ડ્રુના વાવટા સાથે મિશ્રણ કરી યુનીઅન જેકનો વાવટો બનાવ્યો. સ્કોટલેન્ડનો પ્રેસ્બીટેરીઅન ધર્મ કાયમ રાખવાનું ઠર્યું, અને સ્કોટલેન્ડની અદાલતોમાં સ્કોટલેન્ડના કાયદા કાયમ રાખવાની ગોઠવણ થઇ. જરૂર જણાતાં સ્કોટલેન્ડના કાયદામાં ફેરફાર કરવાની સંયુક્ત પાર્લામેન્ટને સત્તા આપવામાં આવી. વળી ઈંગ્લાંડનાં સંસ્થાનો સાથે તેમજ આખા રાજ્યમાં સ્કોટ લોકોને ઇંગ્રેજ વેપારીઓ જેટલા જ હક્ક આપવામાં આવ્યા. ઈંગ્લાંડના પ્રજાકિય દેવામાં હવેથી સ્કોટલેન્ડને હિસ્સો આપવાનો થયો તેથી સ્કોટલેન્ડના સિક્કા સુધારવા સારૂ લગભગ ચાર લાખ પાઉંડની રકમ ઈંગ્લાંડની સરકાર તરફથી ખરચવાનું રાખ્યું. આ સંયોગથી બન્ને દેશની પ્રજા વચ્ચેનો વિરોધ ધીમેધીમે ઘસાતો ગયો અને સ્કોટલેન્ડના વેપારીઓને સારો લાભ મળ્યો. સ્કોટલેન્ડના વેપારમાં અને દેશની દોલતમાં ઝપાટાબંધ વૃદ્ધિ થઈ અને દેશમાં મોટાં શહેર અને બંદરો ખીલી નીકળ્યાં પણ કેટલાક વર્ષ સુધી સ્કોટલેન્ડના લોકો પોતાના આગેવાનોને આવી રીતે દેશની સ્વતંત્રતા વેચી નાંખવા માટે ગાળો દેતા હતા અને પ્રસંગ મળતાં રાજ્યમાં ઉથલપાથલ કર-

વાની ધાંધલમાં જોડાઇ જતા હતા. લગભગ અડધા સૈકા પછી ઇંગ્લાં-ડના રાજદ્વારી પુરૂષોએ સ્કોટલેન્ડની પ્રજા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી લશ્કરમાં તેમની જુદી ટુકડીઓ કરી આપી અને બધી દીશામાં તેમની પ્રવૃત્તિ થઇ શકે એવી વ્યવસ્થા કરી ત્યારપછી જ સ્કોટલેન્ડમાં પ્રજા શાંત થઇ ગ્રેટબ્રીટનની આબાદીમાં પોતાનો હિસ્સો આપવા લાગી. હમણાં હમણાં સ્કોટલેન્ડમાં જુદી પાર્લામેન્ટ રાખવાનો સવાલ સંભળાવા લાગ્યો છે. તે હજી તો બહુ ધીમો છે પણ ભવિષ્યમાં કેવું રૂપ લેછે તે કહી શકાય નહીં.

**આયર્લૅન્ડની સ્થિતિ**:—સ્કોટલેન્ડના લોકોને શાંત કરવા સારૂ સંયુક્ત પાર્લામેન્ટ કરી પ્રજાના ખાસ હક્ક રાખવામાં આવ્યા પણ આયર્લૅન્ડમાં લીપઝીકની અથવા આયર્લૅન્ડના લોકો હજી પણ જેને 'વચનભંગનું શહેર' એ નામથી ઓળખે છે તેની સલાહમાં આપેલાં વચન તોડી રોમન કેથલીક ધર્મના લોકો ઉપર જે સખ્તાઇ કરવામાં આવી તે ફ્રાન્સના પ્રોટેસ્ટન્ટ લોકો ઉપરની સખ્તાઇ કરતાં ઉતરે તેવી નહોતી. લીપઝીકની સલાહ પછી પોણોસો વર્ષ સુધી રોમન કેથલીક ધર્મગુરૂઓ સામે સખ્તાઇના કાયદાનો પૂર જોસથી અમલ થતો હતો અને રોમન કેથલીક ધર્મ પાળનાર માણસને જમીનની માલીકીનો હક્ક રહે નહીં એમ ઠરાવવામાં આવ્યું હતું. રોમન કેથલીક માબાપનાં છોકરાંને પ્રોટેસ્ટન્ટ ધર્મમાં વટલાઇ જવા સારૂ લાલચો પણ પુષ્કળ અપાતી હતી, અને રોમન કેથલીક લોકોને કેળવણી આપવાનું બંધ કરવા સારૂ કોઇપણ રોમન કેથલીક શિક્ષક થઇ શકે નહીં એમ ઠરાવ્યું હતું. વળી વકીલાત અને એવા બીજા કેટલાક ધંધા માટે પણ તેમને નાલાયક ઠરાવવામાં આવ્યા હતા. રોમન કેથલીક ધર્મના લોકો ઉપર આટલી સખ્તાઇ થતી હતી એટલું જ નહીં પણ આયર્લૅન્ડમાં વસનારા પ્રોટેસ્ટન્ટ લોકોની સામે પણ વેપાર ઉદ્યોગમાં એટલી બધી નડતરો હતી કે આયર્લૅન્ડના લોકો ઇંગ્લાંડના રાજ્ય તરફ તીરસ્કારની નજરથી જોતા થઇ ગયા હતા અને પોતાના દેશની સ્વતંત્રતા માટે

છૂપી ટોળીઓમાં જોડાઇ કાવત્રાં કરવા લાગ્યા હતા અને તક મળતાં રમખાણ મચાવવા તૈયાર થઈ જતા હતા. આ સખ્તાઇનું પરિણામ એ આવ્યું છે કે આયર્લૅન્ડ હજી સુધી ઇંગ્લાંડને જંપીને બેસવા દેતું નથી અને આ બેટમાં મારામારી રોજ ચાલ્યા કરે છે.

**સાહિત્યનો વિકાસ** ૧૬૮૯ ની રાજ્યક્રાંતિ પછી ઇંગ્લાંડના સાહિત્યનો સારી પેઠે વિકાસ થયો છે. ઓલીવર ક્રોમવેલના વખતમાં દેશમાં કાવાખાનાંની શરૂઆત થઇ હતી અને રાજ્યારોહણ પછી કાવાખાનાંની સંખ્યા વધતી ગઇ હતી. રાણી એનના વખતમાં અને ત્યાર પછી જુદી જુદી પ્રકૃતીના માણસો પોતપોતાના ગોઠીઆઓ સાથે પોતાનાં ખાસ કાવાખાનાંમાં અગર મંડળોમાં જઇ વિચારની આપ લે કરતા હતા અને તેથી પોતાના વિચાર પ્રજા આગળ મુકવાની આવા વિદ્વાન અને રાજદ્વારી પુરૂષોને ઇચ્છા થવા લાગી હતી. રાણી એનના વખતમાં સારાં વર્તમાનપત્રો બહાર પડવા માંડયા હતાં અને આવાં પત્રોમાં લેખકો નિબંધો લખી લોકમત કેળવતા હતા. આયર્લૅન્ડના વતની અને ઇંગ્લાંડમાં આવીને રહેલા **જોનાથન સ્વીફ્ટે** ( ૧૬૬૭-૧૭૪૫ ) રાજદ્વારી બાબતો વર્તમાનપત્રમાં દાખલ કરી સારા લેખો લખવાનું શરૂ કર્યું અને ત્યાર પછી **સ્ટીલે ટેટલર** ૧૭૦૯ માં અને **સ્પેકટેટર** ૧૭૭૧ માં કહાડયાં. આ બે વર્તમાનપત્રોમાં **જોસફ એડીસન** (૧૬૭૨-૧૭૧૯) લેખ લખતો હતો અને સાધારણ જીંદગીના વિષયો ઉપર સરસ ભાષામાં એનાં લખાણ આવતાં તેથી જનસમાજ આ પત્રોમાં ખૂબ રસ લેતો થયો હતો. એડીસનના **સરરોજર ડી કોવર્લીનાં** ચિત્રો સરસ ભાષામાં અને સાધારણ માણસને પણ રસ પડે એવી રીતે લખાયેલાં છે. તત્વજ્ઞાનના વિષયમા **લૉકે** ૧૬૯૦ માં એક પુસ્તક લખ્યું હતું અને **બર્નેટ**નું ઇતિહાસનું અને **પેપીસ**નું રોજનીશીનું પુસ્તક પણ આ સમયમાં જ ગણી શકાય. **ડેનીઅલ ડીફો** ( ૧૬૬૩-૧૭૩૧ ) નું પ્રખ્યાત પુસ્તક રોબીન્સન ક્રુઝો ૧૭૧૯ માં પ્રસિદ્ધ થયું હતું અને ૧૬૬૫ નીમરકાના વૃતાંતનું પુસ્તક પણ તેણે લખ્યું છે. **આર્બથનોટ** નામના

લેખકે જોન બુલનો ઇતિહાસ એ નામની એક ચોપડી લખી અને ત્યારથી ઇંગ્રેજને જોન બુલનું ઉપનામ આપવામાં આવે છે. જોનાથન સ્વીફ્ટે હાસ્યવિનોદના લેખો અને પુસ્તકો ઠીક લખેલાં છે પણ ગુલીવરની મુસાફરીનું પુસ્તક તેની કીર્તિ અત્યાર સુધી રાખી રહ્યું છે. જોસફ એડીસન પ્રખ્યાત લેખક હતો અને મશ્કરીમાં પણ પૂરો હતો પણ એનાથી બોલી શકાતું નહીં અને પાર્લામેન્ટમાં બોલવાના પ્રયાસમાં નિષ્ફળ જવાથી તેની મશ્કરી થઇ હતી. આવા આવા લેખકો એનના રાજ્યમાં થઇ ગયા અને વર્તમાન પત્રો અને ઉત્તમ લખાણોની સારી સંખ્યા એ રાણીના વખતમાં બહાર પડી તેથી એનના રાજ્યને **સાહિત્યનો સુવર્ણ યુગ** એવું નામ આપેલું છે; પણ સાહિત્યની ખરેખરી સેવા કરનાર અને ઇંગ્રેજી ભાષાને ઉંચી કોટી ઉપર લાવનાર પ્રખ્યાત પુરૂષ **એલેકઝાન્ડર પોપ** હતો. પોપનો જન્મ ૧૬૮૮ માં થયો હતો. તે નબળા બાંધાનો હતો અને હમેશાં માંદો રહેવાથી તેનો સ્વભાવ ઘણો ચીડીઓ થઇ ગયેલો હતો. પણ શુદ્ધ અને સંસ્કારી ઇંગ્રેજી ભાષામાં લેટીન અને ગ્રીક સાહિત્યનાં પુસ્તકોનો તરજુમો કરી આ અસલી સાહિત્યનો લાભ ઇંગ્લાંડની પ્રજાને આપવાનું માન પોપને ઘટે છે. વળી સત્તરમા સૈકા સુધી ઇંગ્લાંડના લેખકો પોતાના વિચાર એવી ભાષામાં દર્શાવતા કે સાધારણ ભણેલા માણસોને તેમની ભાષા સમજવાનું મુસ્કેલ થતું હતું. પોપે સંસ્કારી અને શુદ્ધ ઇંગ્રેજી ભાષાનાં પોતાનાં લખાણોથી અને સારી રીતે સમજી શકાય એવાં કાવ્યો લખી ઇંગ્રેજી સાહિત્યનો શોખ બહુ વધાર્યો અને ભાષાનો અરાઢમા સૈકામાં ઉદ્ધાર કરી આપ્યો. તેનાં સ્વતંત્ર લખાણમાં મુર્ખરાજનું કાવ્ય અને માણસ ઉપર અને ટીકા ઉપરના નિબંધનાં કાવ્યો પ્રખ્યાતીમાં આવેલાં છે. પોપનાં લખાણોની ખૂબી એ હતી કે તેમાં ભાગ્યે કોઇ પણ જાતનો દોષ જણાતો. તે જે કાંઇ લખતો તે લાંબા વખત સુધી રાખી વખતો વખત સુધારી સંપૂર્ણ જણાય ત્યારે જ પ્રસિદ્ધ કરતો.

એલેકઝાન્ડર પોપે અને જોસફ એડીસને પોતાનાં વિવિધ પ્રકા-

રનાં લખાણદ્વારા સાહિત્યની સારી સેવા કરેલી છે. ગુજરાતી ભાષાના સાહિત્યમાં હમણાં હમણાં જે આવકારદાયક સુધારો થયો છે અને સાદી અને સરળ ગૂજરાતી ભાષાનો લખાણમાં ઉપયોગ થવાથી સાધારણ ભણેલાં સ્ત્રી પુરૂષો જેમ હમણાંનાં લખાણ વાંચીને સમજી શકે છે તેમ અઢારમા સૈકાની શરૂઆતથી સામાન્ય વર્ગને માટે લખવાનું શરૂ થયું હતું અને તેથી સાહિત્યને તેમજ ભાષાને સારો લાભ મળ્યો છે.

રાણી એનના સમય પછી ઇંગ્રેજી સાહિત્યમાં પુષ્કળ વધારો થયો છે અને લેટીન અને ગ્રીક ભાષાનો મોહ અરાઢમા સૈકાથી ઈંગ્લાંડમાંથી જતો રહેવા માંડ્યો તે ખાસ કરીને પોપ અને એડીસન જેવા લેખકોને લીધે જ.

રાણી એન ૧૭૧૪ માં ગુજરી ગઈ એ આપણે જોઇ ગયા. આ રાણીને દેશ દાઝ ઘણી હતી અને પોતાની સત્તા જાળવવાનો ખોટો ખ્યાલ નહોતો તેમજ તે સાધારણ અક્કલની પણ ભલી અને સરળ સ્વભાવની હતી અને તેના બાપ અને કાકાના દરબારમાં અનીતિનું વાતાવરણ હતું તેથી દૂર રહી પોતે પોતાનો ઘર સંસાર શુદ્ધ રાખી શકી હતી. ધર્મ ઉપર અને ઇશ્વર ઉપર તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેને પેટ ઘણાં છોકરાં થયાં હતાં પણ તે બધાં એક પછી એક નાનપણમાં જ ગુજરી ગયાં તો પણ તે પોતાના ઉપર પડતા ઘા શાંતિથી ખમી રહી હતી એ જાણી લોકો તેની તરફ માનની નજરથી જોતા હતા અને પોતાની રાણી તરફ પ્રેમ રાખતા હતા.

# રાણી એન-૧૭૦૨-૧૭૧૪.

રાણી એન માટે લોકલાગણી.

**માર્લબરોનો ડ્યુક.**

સ્પેઇનના વારસાનો વિગ્રહ.

બ્લેનહીમ-રેમિલિસ-આઉડિનાર્ડ-માલપ્લાકેટ-જીબ્રાલ્ટર-માઇનોર્કો-અલ્માન્ઝા-યુટ્રેકટની સલાહ ૧૭૧૩.

વ્હિગ અને ટોરી પક્ષની તકરારો.

ધર્મ સંબંધી-રાજદ્વારી બાબતમાં-વિગ્રહ સંબંધમાં, હાર્લે અને સેન્ટ જોન-એબિગાઇલહિલ્લ-**સેશીવરેલ**-બાર નવા ઉમરાવો.

ઈંગ્લાંડ અને સ્કોટલેન્ડની પાર્લામેન્ટનો સંયોગ.

આયર્લેન્ડની સ્થિતિ.

સાહિત્યનો સુવર્ણ યુગ-કાવાખાનાં અને મંડળો.

પ્રખ્યાત લેખકો-જોસફ એડીસન-એલેકઝાન્ડર પોપ.

---